ॐ४ॐ

# આશિર્વાદ.

( શાર્દુલ વિક્રીડીત. )

શંભુ બાબુલનાથ હાથ ગ્રહીને, આપો સદા સંપતિ;
વિદ્યા અંશ વધારી ધારી ગુણને, કષ્ટો હરો શ્રીપતિ.
રિદ્ધિ રાજ સમાજ કાજ સુખમાં, અગ્રે કરી આપજે,
અંબે માણેકલાલ શાહ જગમાં, કીર્તિ બળે થાપજે. ૧
જેની નિતિ અપર ગીત કવિઓ, ગાયે સદા ગ્રંથમાં;
ધર્મો કામ તમામ નામ અથ, પુન્યો તણા પંથમાં.
બુદ્ધિ બોધ પ્રબોધ જ્ઞાન ગુણમાં, ભાગ્યજ ભંડાર છે,
આપે માણેકલાલ ગુણ કવિઓ, વિદ્વત શણગાર છે. ૨



## અર્પણ પત્રિકા.

( સવૈયા. )

અંગ ઉદાર અપાર ગણીમન, રંગ ચડાવી ઉમંગથી આવ્યો;
વિદ્વત્ બૂજ પિછાનત અંતર, એમ જશે જગ બોલ જણાવ્યો.
આશ્રય સ્થાન નિરાશ્રયનોવળી, દાન દયા દિલ અંતર ભાવ્યો;
અર્પણ માણેકલાલની આગળ, બાબુલનાથજી ગ્રંથ તે લાવ્યો.

( દોહરો )

નિરાશ્રય આશ્રય ગણી, જાણી ગુણ ભંડાર;
ગાયન બાબુલનાથનાં, અરપું આણીવાર.

૭૪૭૦

ૐ નમઃ શિવાયે.

# શ્રી બાબુલનાથજીના નવીન ગાયનો.



## તદન નવીન

(દોહરો.)

સમરૂ શ્રીગુરૂ ગણપતી, શારદું નમાવી શિશ;
શંકર ગુણ સ્મરણ કરી, મોટા પાપ હરીશ.
અંકો બાબુલ નાથજી. જાણી લીલા લહેર;
તજી કાશી કૈલાશને, વસિયા મુંબઈ શહેર.



(છંદ ત્રીભંગી.)

હેતેથી હસિયા, મુંબઈ વસિયા; ઠીક થૈ ઠસિયા, રસ બસિયા.
આવ્યા દિલ વસિયા, ધર્મે ધસિયા; રંગે રસિયા, બહુ ખસિયા.
ચિરતાને ચાપી, કષ્ટો કાપી; રીધી આપી, પક્ષે શા.
જય બાબુલ ઇશા, હરત કલેશા; મગ્ન હમેશા માહે શા. ૧

જટીઆં કૃતકેશા, ગંગધરેશા; અદભૂત વેશા, અખિલેશા.
ગાવત ગુણશેશા, પ્રેમ પરેશા; પારન એસા, પામેશા.
પશ્ચિમ પરદે શા, વાસ વસે શા; નથ નરે શા, મુંગે શા
જય બાબુલ ઈશા, હરન કલેશા; મગન હમેશા, માહે શા. ૨
લેપન ભસ્માંગ, અંબ અર્ધાંગ; પીવત ભાંગ, કેફ ઘણા.
સુંદર મૃગછાળા, રૂદ્રજ માળા, ભૂષણ કાળા, સર્પ તણા.
મુર્તિ શુભ શાંત, લોક ઉપાંત; ઉપમા આંત, અવનેશા.
જય બાબુલ ઇશા, હરન કલેશા; મગન હમેશા, માહેશા. ૩



( રાગ કલ્યાણ. )

શ્રી બાબુલનાથને, નમું જોડી હાથને; શરણુંમાં સ્વીકારશો, પ્રભુ અનાથને—ટેક

દિન સેવક હું દાસ તમારો, તુમ છો દીન દયાળ;
હેતે હીમત આપી લીજે, સેવકની સંભાળ. ૧
દેવળ દ્વાર અનુપમ દીશે, ભવ્ય મનોહર ઠામ;
કોતરણીમાં સુરશિલ્પોતે, હારી બેઠા હામ. શ્રી૦ ૨
આરસમાં અવની શણગારી, સુભ્રવરા કૈલાશ;
સોળે સ્થભે સ્ફાટીક જડિયા શિખર ઉચ્ચ આકાશ. શ્રી૦ ૩
અરૂણ ઉદય ઝીડા આવણનાં, જળ હળ કરતાં જોત;
હાંડી ઝુમર તખ્તા ઘુંમટ, ઉદય કાળ ઉદ્યોત. શ્રી૦ ૪



(લાવણી.)

[ જોડી તમે ના જોઈ મારી. ]

આર્ય સહુ લાવ લીયો આજે; ( ૨ )
આબુઅનાથની શોભા જોતાં, ઇંદ્ર ભૂવન લાજે.

ત્રગડ ધીંગ નોબત જ્યાં વાજે, ( ૨ )
ચડછંદાથી પૃથ્વી જાણે, ધણુણુણુણુ ગાજે;
બીરાજે પંચ દેવ ત્યાંઇ; ( ૨ )
ગણેશ ગૌરી મારૂતી, ને નંદીશ્વર રૂ.૫.

દરશને ભીડ બહુ મસ્તી; ( ૨ )
માહારાણી ઉમૈયાની મુરતી, મંદમંદ હસ્તી.
દિવ્ય અલંકાર ધર્યા અંગે; ( ૨ )
પટ ભૂષણ પહેરીને શોભે, શંકરને સંગે.

જન્મ અઘ ઝાંખીથી દાઝે; ( ૨ )
બાબુલ નાથની શોભા જોતા, ઇંદ્ર ભૂવન લાજે.

દ્વારથી ફરી ફરોહેરી; ( ૨ )
દરશન કરતાં ડાબી બાજુ, લક્ષ્મીવર લેરી.
ચતુરભુજ શંખ ચક્ર ધારી; ( ૨ )
ગદા પદ્મ મણી ગુંજ માળને, કંઠ વિશે પ્યારી.

એવા પ્રભુ નીરખોને આવી; ( ૨ )
વા માંગે લક્ષ્મીજી શોભે, ભગત તણા ભાવી.

શહેર આ મુંબઈમાં ગાજે; (૨)
બાબુલનાથની શોભા જોતા, ઇંદ્ર ભૂવન લાજે.



(રાગ માઢ.)

બાબુલેશ્વર તારી, મુરતી પ્યારી; ઉરમાં રાખું આજ.
પ્રભુ વારમવારી, હું બલહારી; હે ત્રીપુરારી; ઉરમા૦
ભગતને રંજન, છો ભીડ ભંજન; ગંજન શત્રુ ત્રાસ;
કિલમીષ મંજન, કોમળ કંજન; તીવ્ર નીવારણ ત્રાસ;
કઇલાસ વિહારી, છો શણુગારી; ઉરમા૦
દર વરસે શુભ શ્રવણ માસે, સુંદર શોભા થાય;
મનહર મુંબાઇ શહેરમાંરે, મન જોઈ અતી હરખાઈરે,
કાંતો લંક ઉતારી, ભવ્ય અપારી, ઉરમા૦
યક્ષ કુબેરની અલંકાપુરી, જોઇને ઝાંખી થાય;
જીર્ણોદ્ધાર સુધારવારે, આ પ્રમુખ વાલજી ભાયરે;
રહે શેવામાં ત્યારી, કામ સુધારી, ઉરમા૦
સોમવારે ચડે પુજા ઘીની, ઘૃત તણા બંગલાય;
બારી અટારીને દ્વાર કઠેસ, કોતરણી વખણાઇરે
નીરખો નરનારી, શુભ્ય અપારી, ઉરમા૦
વૈકુંઠ કે કઈલાસ પછી છે બ્રહ્મપુરી દરશાઈ;

વિદ્યારામની વાણીયેરે, બોધશો બાને ગુણ ગાયરે;
અઘ ઓઘ નીવારી, ઝાંખી તમારી, ઉરમાં૦



## ગણપતીની સ્તુતી.

(છંદ ત્રોટક.)

ગણ નાયક લાયક શુદ્ધ ગતી, ગવરી સુત આજ હું દીન અતી;
સુમરીધ તણા સુભ સાગર છો, સહુ દેવ વિશે ગુણ આગર છો.
ભુજ ચાર ધર્યા શણગાર વળી, ઘૃત સીંદુર શેવ ચડે વિમળી,
કરમાં દીક માળ ધરી કરથી, મહદુંદ સ્વછંદ પરેમિ વળી.
ચળિ વાહન ઉંદર પીઠ પગે, શુભ ચાલસુ હંસ ગતી વિચરે;
પ્રભુ ઇષ્ટ મનોરથ આપ મને, હર બાણુલ બાળ નગામી તને.



## હનુમાનજીની સ્તુતી.

ગાયન.

(લાવ સખી મારૂ મન લચાણું.)

પવન તનય મુજ વિનતી ધારી;
ભવ ભય ભંજન છે અપારી. પવન૦
મહા વીર વિક્રમ બજ રંગી;

ભૂત પ્રેત ભયનાથ નિવારી. પવન૦
હાથ ગદા પરવત કર પ્રૈઢો;
મારૂત સુતનો વેગ અપારી. પવન૦
રામ સૈન્યામાં પ્રૌઢ પ્રતાપી,
અસુર સેન્યને નાખ્યું વિડારી. પવન૦
મુજ સંકટ ઘટ ત્રટ પટકીને;
વિધારાંમની વીનંતી ધારી. પવન૦



# ઉમૈયાજીની સ્તુતી.

( છંદ નારાચ. )

નમામિ દક્ષ બાળિકા, પ્રચંડ રૂપ કાળિકા;
સદાય આઘ અંતમા, સમસ્ત જગત પાળિકા.
ત્રિગુણ રૂપ ભૂપમાં, અનૂપ આપ રૂપ છે;
વિચારતા કવીશ્વરોજ, ધારતા અનૂપ છે.
ધર્યા અલંકૃતી અપાર, પ્યાર અંગ અંગમાં;
નિશા અઘોર ચોટલો, મળી ગયો ભુજંગમાં.
સિંદૂર પૂર માંગમા, ગુથેલ વાળ ગોફણો;
અલક્ષ લક્ષ મોતિયે, દીપાવનાન છે ઘણો.
વિશાળ ભાલ ચંદ્રમાં, લગાવિ આડ કેસરી;
ત્રિકૂટીનાજ ભાગમાં, શિંદુર ટીલડી કરી

ભ્રકુટી લાલ બાણુના, પ્રમાણ વંક શોભતી;
સુધા સમાન ભક્તને, અપાર હૈત ક્ષોભતી.
સુવર્ણ વર્ણ કર્ણમાં, વિસ્તર્ણ જાલ ઝુમખા.
સુ નાસિકાની વાળિયે, જડેલ રત્ન લુમખા.
[ ધૂ છટા ઘટાનમાં, ઉદ્યોત કારસાતનૂ.
જળે હળે છે જોત એ, મુખાર વીદમાતનું.
હસે અપાર મંદ મંદ, ભક્તને હસાવતી;
ગ્રીવા કપોત શંખનાદ હૈતગાં મચાવતી.
વિશાળ ઉંચ વક્ષ ત્રક્ષ, હાર પ્યાર હીયકે.
ભુજા અજાન ચારમાં, ચુડી ચમંકથી ચકે;
ખનંક કંકણો ખળે, ભનંક નાદથી ભળે.
વિકાર વારંવારમાં, અપાર હૈતને દળે;
કટી અપાર ક્ષીણ છણુ, કે સરીજ સ્વારિયા;
સરોજ શર્ણ ચર્ણમાંજ, ઝંઝરોજ ધારિયા.
ધર્યાં અપાર આયુધો, ગણ્યા નહિ ગણાયને;
ત્રિશૂળ સાંગ તોમરો, હુજો ફુજો જણાવતે.
ચલંત ચાલ હંસનીજ, મંદ મંદ ચાલતા;
સુધા સમાજ દ્રષ્ટીયેજ, ભક્તને નિહાળતા.
સદાય દાસ રંજની, અપાર ભીડ ભંજની;
ગહંન કષ્ટ ગંજની, કૃપાળ અંગં કંજની,

અરીષ્ટ કષ્ટ પુષ્ટ દુષ્ટ, ભ્રષ્ટ દૈત મારણી;
ઈચ્છા થકી રમસ્ત વસ્ત ભગ્ન જગત ધારણી.
અનંત ગુણ ગ્રંથમાં, ગણ્યા નહી ગણાયને;
અપાર મંદ બુધ, માજી કેમ જાણુ ગાયને.
લગાર આ સ્વિકાર, વારંવાર માત વીનતી;
સદાય દાસ તાહરોજ, હુંજ તાહરી વતી.



# મુંબઈનું વર્ણન.

( ઇંદ્ર વિજય.)

લંકપુરી અતી રંક દિશે વળિ, તુચ્છ વરૂણ તણી રજધાની;
જો કઈલાસ કહું કદિ તો પણ, કીંનર ભૂત વસે મહિનાની.
જો અલકા નગરી કહિયે કદિ, યક્ષ થકી પણ છે અભિમાની;
મુંબઇ નગ્ર સમાન નહી પર, લંક નિશંક તે તુચ્છ વખાની. ૧
ગાડી તુરંગ અતી નિત ગાજત, ટ્રામ તણો સુખવાટ ઘણેં ઘણે;
કોટિક ભીલ વસે કસબી જન, દેવળ દેવળ ઘંટ ઘણે ઘણે.
વાડિ કૂવા વળિ વાવ સરોવર, નોબત નાદ નિશાન ઘણે ઘણે;
ગાંધ્રવ દેવના સ્વર્ગ તજી વળિ, મુંબઈ નગ્રમે માન ઘણે ઘણે.

એ કઈલાશ થકી અદકી ગણિ, થાનક દેવ તણી સહુ આવ્યા.
સ્વર્ગ તણા સહુ દેવ કહો પણ મુંબઇ શહેર તણું પદ લાવ્યા.
ઇંદ્ર કુબેર વરૂણ બળી વળિ, વાસ કરી સહુ આહિં વસાવ્યા.
બાબુલ નાથજી મુંબઈ આવત, રમ્ય મકાનથી ઇશ હસાવ્યા.



(રાગ કેરબો.)

ચાલો સહુ સાહેલી સાથ, બાબુલનાથ જઇએ.
મહા પુજા છે ધીના આજે, નહી લગાડે વાર,
ધરના અંગે ધરી ધરેણા, સોળ સજી શણગાર  ચાલો૰
એક કહે ઉભીરે ઓઢું, સાડી આણીવાર;
સાચવજે ઓ સ્વામી, આજે બે ઘડીનું ઘરબાર.  ચાલો૰
એક કહે ઓ બેનિ મારૂ, કષ્ટ ઘડી બે કાપ;
સોનાની ચુડી જે તારી, મુજને માગી આપ.  ચાલો૰
બાઇજી કુ ઓ બેની આપણ, ડગલું નહી ભરાય;
ચાલો બાપુ બેશી જાવ, ઘોડા ગાડી માંય.  ચાલો૰
બાણી ઠણી ચાલી ઘરબારી, મુખ મરડી મલકાત;
ચીસ પાડીને કહે છોકરો, હું આવું સંગાત.  ચાલો૰
રહે ઘરે બાપુ મે રાજી, અરધી આપું આજ;
નહી ગાડી તેડી જા મુને, મેળા જોવા કાજ.  ચાલો૰

જો બેસે તું થોડા ઘડી, હું જ અગાડી થાઉં.
નર નારીની ભીડ મળે, ત્યાં અંગે ભર અથડાઉં. ચાલો૦
બે બાપ બેઓ જોત્ર એજો, બેસો ગાડી માંય;
તડ બડ કરતી હાંકો ગાડી, બાબુલ નાથે જાય. ચાલો૦



( રાગ સોરઠ )

કામણ દીસે છે અલબેલા તારી આખમાંરે એ—રાગ.

પ્રેમે નીરખું પ્રૌઢ, પ્રતાપી બાબુલ નાથનેરે
કનક છત્ર શીર સુંદર છાજે;
ગહન જટામાં ગંગા ગાજે,
ભાલે ચંદ્ર વિરાજે, ગૌરી સાથને
પ્રેમે નીરખુ પ્રૌઢ પ્રતાપી બાબુલ નાથનેરે. ૧
જળ હળ કાને કુંડળ જળકે;
કોડ દીવા કર છબીયો ચળકે.
ઢળકે માળા રૂઢ, કપાળી માથનેરે;
પ્રેમે નીરખુ પ્રૌઢ, પ્રતાપી બાબુલનાથનેરે ૨
બ્રહ્મા વેદ મુખે ઉચરતા;
ત્રીશ કોટી તાંડવ કરતા,
ધરતા ધ્યાન મુનીશ્વર ગાતા ગાથનેરે;

પ્રેમે નીરખુ પ્રાઢ, પ્રતાપી બાબુલનાથનેરે. ૩
દિપારામની વીનતી ધરજો;
રંક ગણી કૃપાને કરજો,
હેતે હું પ્રણામું જોડીને હાથનેરે;
પ્રેમે નીરખુ પ્રૌઢ, પ્રતાપી બાબુલ નાથને ૪



( રાગ પુનમ ચાંદનીનો.)

ચાલો સજનો જાણીને, શ્રાવણ માસનેરે.
બાંકા દેવળે બીરાજે બાબુલયાથ;
હેતે નીરખો આવીને, પુરે હામનેર—ટેક.
સખી સજી શુભ સોળે શણગારનેરે
લહો સુંદર સાહેલી તણો સાથ. હેતે૦

સાખી.

સુંદર દેવળ શોભતા, ઉંચા વાદળ માય,
ફર હર ધજા ફરકતી; જળ હળ જોતી થાય;
વાયે ફરકે જાણે, બરકે આપણુ સાથનેરે,
બરકે મુખડું એ તો સુખડું જોવા કાજ. હેતે૦

### સાખી.

ચડી અગાડી ટેકરી, નિર્મળ દણી ન્યાય;
જોગેશ્વર જાંખી કરી, પાપ પરાભવ ટાળ,
બાળી શીલ્પી કામ બારે છટા હારનુરે,
વિશ્વ કર્મા જેવા પ્રસસે છે આજ. હેતે૦

### સાખી.

ચોસઠ થંભ ચબુતરા, ચૌટા સોળજ ચોક.
ઝુંમર હાંડી જળ હળે, લાખ વખાણે લોક.
થોકે તખ્તા તો સોનેરી ઠામો ઠામ છેરે;
કીમત જોતા કે છે આજ હસે કૈલાસ. હેતે

### સાખી.

ધન ઇચ્છાથી ધન મળે, વંઝા પામે બાળ;
રોગ દોષ દુખ ટાળશે એવા દીન દયાળ.
ચાલો સજનો જાણીને શ્રાવણ માસનેરે.
બંકા દેવળે બીરાજે બાબુલનાથ.
હેતે નીરખો આવીને પુરે હામને



# બાબુલનાથની આરતી.



જય બાબુલ બંકા પ્રભુ. જય૦
મુંબઈના મહારાજા દેસ વીશે ડંકા—હરહર હર માહાદેવ.
જટા મુગટ શીર ગંગા રજની કર ભાલે;
નયના ભુજ ત્રણેમાં ભ્રકુટી છે લાલે; હરહર૦
ભસ્મ ધરી શુભ અંગે ઉમયાજી સંગે;
ગલે રૂદ્રની માળા ભૂષણ ભુજંગે. હરહર૦
ચાર ભુજામાં શોભે, ત્રીશુળને ડમરૂં;
ત્ર્યંબક હરત ગાના કે, અંતર ધ્યાન ધરૂ. હરહર૦
ભૈરવ ભૂત પિશાચો, યક્ષ ગણો ભારી;
રંગી ભંગી નંદી, શેવામાં ત્યારી. હરહર૦
વિજય ભાંગ ધતુરો, કેફ અતી ભારી;
વિખથી બળતા રાખ્યા, સુર નર બલિહારી. હરહર૦
બ્રહ્માં વેદ ભણે છે. નાચે છે રંભા;
વિસ્નુ વેણુ વગાડે તાંડવ તા થૈ તા. હરહર૦
ધુપ દીપ ચંદનને, પુષ્પ અને બીલી.
અગિલવાસ અરગજા, શેવામાં પેલી. હરહર૦

ઝાલર ઝણુણુ વાગે શંખ ધ્વની દ્વારા;
ઘંટા નાદ બજાવે, શેવક જન તારા. હરહર૦
મંત્ર ક્રીયા હીન ભગતી, શેવા સ્વીકારો; ૬
વિધ્યારામની વીનતી અંતરમાં ધારો. હરહર૦



## હરહર માહાદેવ.

